॥ શ્રી સરસ્વત્યૈ નમ: ॥

# ભારત જ્યોતિ ગરબા

R.N. 75



પ્રયોજક અને પ્રકાશક

**મણિશંકર દલપતરામ અધ્વર્યુ**

માવજીભાઇની ખડકી—ડાકોર

પ્રત ૧૦૦૦ આવૃત્તી પહેલી

ઉમરેઠ બટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાલકૃષ્ણ ત્રિવેદીએ પ્રકાશક માટે છાપ્યું.

કીમત ૭ પાઇ

18332

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૪૩૩૧

શ્રી ઠાકોર માવજીભાઇની
ખડકીના ઉત્સાહી
ગૃહસ્થ તરફથી
ભેટ

# રાજર્ષિ ભરથરીની પિંગળા પ્રત્યે ભિક્ષા

( રાગ—તમે અજાણ્યા અમે જાણીયે રે )

ભરથરી—માળવ દેશનો રાજા ભરથરી રે
ઉભો દ્વાર પરે એ ભેખ ધરી રે
વિલંબ કરો નહીં લગાર રે—
માતાજી ભિક્ષા દે તું પિંગળારે. ૧

પિંગળા—નાથ અનાથ કરી શું કરો રે
જરા દયા તો દીલ માંહી ધરો રે
ક્ષમા કરોને મહારાજ રે—
ઉતારો ભેખ રાજા ભરથરી રે. ૨

ભરથરી—પોપટ પ્રેમી પિંજરમાં હતો રે
નવ અન્ય દ્રષ્ટિમાં જોતો રે
પિંજર તુટયું ઉડયો પોપટ રે—
માતાજી ભિક્ષા દે તું પિંગળા રે. ૩

પિંગળા—વ્હાલા નારી અબળાની જાત છે રે
ઉંચા ભુષણ દ્રષ્ટિ પછાત રે
સદગુણ ભુષણ છો રાય રે—
ઉતારો ભેખ રાજા ભરથરી રે. ૪

ભરથરી—નારી પ્યારી ગણે જો પ્રાણથી રે
કેવો ભામિનીનો ભરોસો રે

જરૂર જાન ગુમાવે અજાણુથી રે—
માતાજી ભિક્ષા દે તું પિંગળા રે. ૫

પિંગળા—પાપી બની પ્યારા બુધ્ધિ ગઈ રે
નિચકર્મ કીધાં શુધ્ધિ મુકી રે
નહીં કરૂ કદી કર્મ નિંચરે. ઉતારો ભેખ— ૬

ભરથરી—અબળા નાર નથી પણ પ્રબળા રે
કુડાં કર્મ કરવામાં બહુ ચપળા રે
જોયાં ત્હારાં અતિ કર્મ નિચ રે—
માતાજી ભિક્ષા દે તું પિંગળા રે. ૭

પિંગળા—રાજા રૈયત રૂવે આપ કારણે રે
અશ્વરાજ રૂએ છે બારણે રે
પક્ષી પશુ નવ લેતા ઉપહારરે. ઉતારો ભેખ—૮

ભરથરી—હવે રાજા કોણ ને પ્રજા કોની રે
હવે રાજ્ય, પૂત્રી કે પ્યારી કોની રે
સઉ જુઠા પ્રપંચી પાસ રે માતાજી ભિક્ષા— ૯

પિંગળા—રાજા ભોજન કરૂ ક્ષણુવારમાં રે
આરોગો વ્હાલા સઉ સાથમાં રે
ગુપ્ત ગુફા કરૂ અત્રે આજ રે. ઉતારો ભેખ—૧૦

ભરથરી—ગુપ્ત ગુફા મેં ત્હારી કરી રે
પ્રેમ અંધ બની ગયો વિસરી રે
જોયો જોયો મેં કાળો ભેદ રે. માતાજી ભિક્ષા ૧૧

પિંગળા—યુવક બાળ વૃદ્ધ સઉ રૂદન કરેરે
નગર માંહી નરનારી સુનાં ફરે રે
રાય વિનાની પ્રજા રાંક રે. ઉતારો ભેખ— ૧૨

ભરથરી—મૂર્ખ કાગને પિંજરમાં પૂરે રે
પોપટ માનીને મેવા પ્રેમે ધરે રે
નિચ નર્ક દેખી લલચાય રે. માતાજી ભિક્ષા— ૧૩

પિંગળા—ધિક: ધિક: મારા જેવી નારને રે
મ્હારો વૃથા થયો અવતાર રે
દાસ મનુ વદે નિંચ કામ રે. ઉતારો ભેખ— ૧૪



## ઓત્રા કુંવરીનું અવલોકન

અભિમન્યુ ગટોરગછને કહે છે

અભિમન્યુ—વડીલ બન્ધુ આ બાળા દેખાય—એ કુંવરી કોણ છેરે
ઇન્દ્ર સભાની સચી શરમાય—એ કુંવરી કોણ છે રે. —૧

અશ્વિન શુકલ પક્ષની ચાંદ પ્રકાશે પ્રેમે રે
શ્વેત તેજ મય વદન તારા ઝુંમ: નમે રે. —વડીલ ૨

ભવ્ય ભાલ પરે શોભિત, શશી તાળે કીધો રે
તેવું સૌભાગ્યનું તિલક, પ્રિતીરસ પીધો રે —વડીલ ૩

પારિજાતક પિંડ કુસુમ, પ્રસવેદ સૂરભિ રે
વળી કસ્તુરી મૃગલી સુગ્ધ, કમળાકાર નાભીરે. —વડીલ ૪

કટી કેસરી સમી કાન્તા, કાન્તિ નથી ખામી રે
ધન્ય ભાગ્યવંત પુરૂષ, એ બાળા પામી રે. —વડીલ ૫

બ્રહ્મા મૂર્તિ ઘડતાં અતિ શ્રમ, દીર્ઘકાળ લીધો રે
માનવ દેવાધિક જે લોક, કળા ગર્વ કીધો રે. —વડીલ ૬

ગર્વ ઉતારવાને કાજ, પ્રજાપતિ કામ રે
નહી હોય ત્રીલોકની માંહ્ય, આવી સુદર શ્યામારે—વડીલ ૭

ધન્ય ધન્ય તેનો અવતાર, સફળ જીવન કરશે રે
આવી મળે કદાપિ નાર, અમિરસ ભરશે રે. —વડીલ ૮

બન્ધુ પૂર્વના મારાં પાપ, કે આવી આ ખોડ રે
મળી હોત જો આવી નાર, બને સરખી જોડ રે—વડીલ ૯

ક્યાંથી હોય તપ કે પૂન્ય, દેવોની કરી સેવા રે
જેથી દેવો થઇ પ્રસંન, સરખી શી જોડ મળેરે—વડીલ ૧૦

બન્ધુ બન્યો બધિર અધિર, આ બાળા જોઇ રે
ચુકયો ક્ષત્રી કેરો ધર્મ, રદય રહે રોઇ રે. વડીલ—૧૧

કરી પર પ્રેમદા ચેષ્ટાળ, મને પાપ લાગે રે
નથી કહેતો કરૂં કદ્રષ્ટિ, જેથી ભુગ્ન ભાખે રે. વડીલ—૧૨

હું જાણું છું ક્ષત્રી ધર્મ, ન કરૂ અન્યાય રે
બાળા ગમે તેની તે હોય, પણ ગુણ ગવાય રે. વડીલ—૧૩

શુધ્ધ ચિત્ત દીલ જેનું સાફ, સદા સ્વચ્છ રહેશે રે
શુધ્ધ દ્રષ્ટિમાં નથી પાપ, વિકાર વિના હશે રે. વડીલ—૧૪

થર થર ધ્રુજે મ્હારી કાય, આગળ કેમ જાવું રે
થશે સૂર્ય પ્રકાશે સંગ્રામ, યુધ્ધમાં જોડાવું રે. વડીલ—૧૫

નથી યુધ્ધ કરવાની હામ, હણ્યો આ બાળા રે
મને ભુરકિ નાખી ભરમાવ્યો, પ્રિય બન્ધુ પ્યારા રે. વડીલ—૧૬
ગટોરગચ્છ કરે વિચાર, બહુ ગભરાયો રે
રણમાં થાશે હવે વિલંબ, હીંમત હાર્યો રે. વડીલ—૧૭

તત્કાળ કહ્યું સૂણ ભ્રાત, ઘેલા અભિમાન રે
ધન્ય ભાગ્ય છે ત્હારાં આજ, ઓત્રા નિશ્ચે જાણ રે —૧૮
ઓત્રા આવી કદી ના હોય, વૈરાટની બેટી રે
પ્રથમ જાણુતો હું જો હોત, નવ રણે જવું ભેટી રે. —૧૯

નથી જોયાં તેનાં સૌન્દર્ય, નથી જોઇ કાયા રે
નથી જોયાં તેનાં મેં મુખ, હવે શું થાય રે. —૨૦
સદ્કર્મ યુગલ દરશન, થયું મને આજ રે
કર્મ અનિષ્ટનો કરનાર રે મામા કૃષ્ણ રાજ રે. —૨૧
ચડયો યુધ્ધ કરવાને તું તો, ચડયું કલંક ભાલ રે
વદે મનુ અરજુન કુમાર સત્વર હવે ચાલ રે —૨૨

## ઓત્રા રાયકાને કહે છે

### ( **ગરબો** રાગ હરી ભજતાં )

રાયકા સાચી કહે તું વાત, એ કુંવર કોણ છે રે
ધન્ય ધન્ય પિતા ને માત, એ કુંવર કોણ છે રે —૧

ઉગ્યો દીન સ્વામિ પ્રભાકર, પ્રકાશ્યો પ્રેમે રે
જોને જોને તિમિર નાશી જાય, ધન્ય તેના તેજને રે —૨
એની કંચન જેવી કાય, ગુલાબનું ફૂલ રે
એવા સ્વામિ વિનાની નાર, જીવન તેનું ધુળ રે —૩
કોણે કીધા હશે તેવા તપ, હિમ હાડ ગાળી રે
કર્યું હશે કમળ પૂજન, કઠણ વ્રત પાળી રે —૪
ભવ્ય ભાલપરે તિલક, જાણે શશી શોભે રે
કેશરી કંઠ સમા તેના કેશ, કોઇ મન લોભે રે —૫
અધર રસ પકવ આમ્ર ચીરી, અમીરસ ઝરતું રે
દંડ દંત દેખી દાડમ કણ હીણુ, સ્મિત મૂખ જેનું રે —૬
લાગે કમળ દાંડી કર, હીરા કણી નખલી રે (નખ)
ચક્ષુ રવિ શશીની જોડ, મોહક કીકી તે વળી રે —૭
વિશ્વજીતનું જાણે ચિન્હ, હૃદય વિશાળ છે રે
નર દેહમાં રત્ન કુમાર, નાદ વિકાળ છે રે —૮
સ્થંભ સમા છે તેના યાહ, કદંમ કોઈ કારમાં રે
ચાલુ ચતુર મૃગની જેમ, ઝુલ ગજ રાજમાં રે —૯
હિણભાગી કેવી હું તો નાર, મળ્યો ના સ્વામિ રે
નવ કરી ક્ષત્રી સૂત શોધ, પિતાની અતિ ખામી રે —૧૦
ધન્ય ધન્ય ભાગ્યવંતી જોડ, જે મળી નારી રે
વાહા પૂન્યશાળી પ્રબળ, યુગલ અવતારી રે —૧૧

મેં તો શા શા કીધા હશે પાપ, આ પતિ નવ પામીરે
ભલે કીધા હશે જે લગ્ન, હું ભવ વિરામી રે –૧૨
મળ્યો હોત આવો ભરથાર, સફળ જીવન થાત રે
જાણે હંસ હંસણી જોડ, મૂકતાફળ ખાત રે –૧૩
પૂર્વે કીધાં હશે કુંડાં કર્મ, કયાંથી થાય જોડી રે
હવે ચસુ નહીં કદંમ આશા રહી થોડી રે –૧૪
ચિત્ત ચંચળ થતાં આજ, ચડયું ચગડોળે રે
બની મનની હું અધિર, બધિર સમા તોલે રે –૧૬
ઓત્રા અરજુન સકુમાર, નથી કાંઇ ખામી રે
વદે મનુ તારો ભરથાર, અભિમન્યું પામી રે –૧૬

---

## –: દ્રૌપદી ચીર હરણ :–

(ગરબો) રાગ–ગરૂડે ચડી આવજો.

વ્હાલા વેગે આવજોરે મોર
દયા દીલ લાવજો વનમાળી —વ્હાલા. ૧
સભા ભરી બેઠો દુર્યોધન
અંધ સુતનું પાળ છે મંન
લાજ લુટવા બેઠો રાજંન —વ્હાલા. ૨
લાગ્યો દુરીજનનો ચેપ
મીઠી વાણીથી લગાડયો ચેપ
સદ્ ધર્મનો લાગ્યો વિક્ષેપ —વ્હાલા. ૩

યુક્તિ કરી કરાવી ઝાળ
ભોળા પાન્ડવ રમ્યા જુગાર
તેમાં કીધી સઘળી હાર —વ્હાલા. ૪

રાજપાટ ને લક્ષ્મી લીધી
બાજી પ્રપંચની તોય કીધી
તોય દાનત રહીના સીધી —વ્હાલા. ૫

ટારી બેઠા સૌ મમ સ્વામિ
મૂર્છિત થયા છે સુખ વિરામી
કરી જીન્દગી તેને નકામી —વ્હાલા. ૬

હુકમ કરે છે પાપી એ રાય
લાવ દ્રૌપદી રત્નને આંય
એને નચાવો સભામાં માંય —વ્હાલા. ૭

એવી આજ્ઞા દુઃશાસને લીધી
જાણે પ્યાલી આદતની પીધી
ભર સભામાં આજ્ઞા કીધી —વ્હાલા. ૮

સતિ હતી જે મ્હેલની માંય
દુશાશન આવ્યો તે ત્યાંય
ચાલો મહારાણી સભામાંય —વ્હાલા. ૯

કેમ શું છે? સભામાંહી કામ
નવ હોય ત્યાં સ્ત્રીયોનું નામ
બુદ્ધિ બગડી કે હાર્યા હામ —વ્હાલા. ૧૦

એટલે પાપીએ ઝાલ્યા છે કેશ
દયા નથી દીલમાં લવ લેશ
ખેંચી સતિને થયો કલેશ —વ્હાલા. ૧૧
ખેંચી લાવો એવું ફરમાન
કરે સતિનું તે અપમાન
ડોગુ કરે ત્યાં તો અનુમાન —વ્હાલા ૧૨
ખેંચી ઘસડી સભામાં લાવ્યો
દુષ્ટ રાય તો જાણેજ ફાવ્યો
ધન્ય ધન્ય દુષ્યન તુ આવ્યો —વ્હાલા ૧૩
એવું કરીને રાય રાજી થાય
કરવા બેઠો અતિ તે અન્યાય
નવ વૃદ્ધો થકી બોલાય —વ્હાલા ૧૪
પેટ માટે તો નીચા નમાવે
જ્ઞાની છતાં તો ત્યાં શરમાવે
અંધ પૂત તો સૌને દબાવે —વ્હાલા ૧૫
શુદ્ધ જીવન જ્ઞાની વિશાળ
એવા પૂજ્યની શું છે દરકાર
નથી સત્યા સત્યનો વિચાર —વ્હાલા. ૧૭
અંતે વૃદ્ધો કરે છે રૂદંન
ખિન્ન થાય છે સૌના મંન
પાકયો કપૂતો દુર્યોધંન —વ્હાલા. ૧૮

હુકમ કીધો ખેંચો તેના ચીર
તેનું નગ્ન કરોને શરીર
કેમ ડરે દુષ્યાશન વીર —વ્હાલા. ૧૯

એ તો થઈ ચુકી મમ રાણી
પાન્ડવ સઘળુ બેઠા છે હારી
લેણ પાસે પડયા છે મ્હારી —વ્હાલા. ૨૦

રાજ્ય પાટ લક્ષમી અને નારી
હાર્યા ત્યારે ઉતરી ખુમારી
ભીમ સત્તા નથી હવે ત્હારી —વ્હાલા. ૨૧

દુષ્યાશને ઝાલ્યાં છે ચીર
કરવા બેઠા છે નગ્ન શરીર
ગુપ્ત ગોવિંદ આવ્યા શ્રીવીર —વ્હાલા. ૨૨

ખેંચે ખેંચે ને હાથજ થાકે
વસ્ત્ર ખેંચ્યા છે દુષ્ટે અમાપે
ચીર ખેંચે ને ઢગલા લાગે —વ્હાલા. ૨૩

પ્રભુ પૂરા પાડે છે ત્યાં ચીર
ગુપ્ત ઉભા છે દ્રૌપદી વીર
જાણે ઉભરાયો માહક્ષીર —વ્હાલા. ૨૪

દુઃખી થાય છે પાન્ડવ દારા
સૂતા પાન્ડવ થઈને બીચારા
વહે સતિની આંખમાં ધારા —વ્હાલા. ૨૫

એટલે સતિ ધરતી પર પડી
મૂર્છિત થઇને સભામાં ગબડી
નાથ વિનાતો સતિ લથડી —વ્હાલા. ૨૬
એટલે અંધ સૂત ત્યાં તો બોલે
હૃદય ઉરમાં પડદાઓ ખોલે
ઉભી કરો ઝાલી અબોડો —વ્હાલા. ૨૭
મામો શકુની તુરત ઉભો
ઉભી કરવા કીધો મનસુબો
ઉભા થતાં મામો પડયો ઉંધો —વ્હાલા. ૧૮
ધીર ધારી સતી થાય ઉભી
પ્રભુ અંતરથી તો જોવાય
એટલે આનંદ ઉર રેલાય —વ્હાલા. ૨૯
પાપી કહે છે આવોને વ્હાલી
મ્હારે ખોળે પધારોને પ્યારી
દુષ્ટ બોલ બોલે અવિચારી —વ્હાલા. ૩૦
એટલે સતિ ક્રોધેથી ભરાય
સાંભળ દુષ્ટ દુર્યોધન રાય
ખોળે બેસસે ભીમ ગદાય —વ્હાલા. ૩૧
ભીમ ગદા તે પ્રાણજ હરશે
દીનાનાથ પાન્ડવ સ્હાય કરશે
રવ રવ નર્ક મહી તું સડશે —વ્હાલા. ૩૨

સતિ દ્રૌપદીનો ગરબો ગાય
તેનું ચિત્ત તો શુધ્ધજ થાય
ભારત બાળા થાવો એવી આંય —વ્હાલા. ૩૩
અર્પો એવી સન્નારીયો આજે
ભારત ઉદ્ધાર કરવાને કાજે
વદે મનુ ભારત આજ લાજે —વ્હાલા. ૩૪

## બારડોલી વિજય

**ગરબો.** રાગ પૂનમ ચાંદની

દેશ દીપક જ્યોતિ બારડોલી ગુજરાતમાં રે
ગાજી ગુણવંતીએ કીધો સત્યાગ્રહ
સરકાર સામે થઇને દીપી બળીદાનથી રે —૧
જપ્તિદારો આવ્યા વારંટથી પલવારમાં રે
સાથે લીધા છે પઠાણો મદદગાર
ત્રાસી જાણે બારડોલી ક્ષણવારમાં રે —૨
પઠાણશાહી જુલ્મિ બાજી લીધી હાથમાં રે
ભુંડા શબ્દોનો થાતો તે ત્યાં વરસાદ
યોગરદમ તો ઘેરા ઘાલ્યા છે ગામમાં રે —૩
દીવસ થાતામાં બારણાં તો બંધ કરતા રે
તાળાં દેતા ખેડુત બારણાઓની માંય
જપ્તિદારો પાછા ફરતા તે નિરાશથી રે —૪

તોયે ભેંસો લીધી રાખી તેને કેદમાં રે
રાખી થાણા માંહી વિના અન્ન ને જળ
ભેંસો બરાડાથી ભાષણ કરતી કારમું રે —૫

વીર વલ્લભ કહે છે સૂણો ભાષણ ભેંસનું રે
સરકાર રાજ્ય માંહી ભેંસનું ભજન
રૂડો અવસર આવ્યો ખેડુતની જાતમાં રે —૬

જેમ આવે તેમ લીધુ સઘળુ હાથમાં રે
પછી કરવા માંડયું લીધેલુ હરાજ
પાણી મૂલે કીંમત કરતા કેવા કોપથી રે —૭

સત્ય નિડરતાનાં બળીદાનો કારમાં રે
જેથી ડોલે છે દેવોનું ઇંદ્રાસન
દુનિયા ભરના દૂશ્મન હારે વજ્ર ગાંઠથી રે —૮

શાકભાજી કેરીના જે અન્ય પોટલાં રે
લુટી લેતા જાહેર રસ્તામાં પઠાણ
દાદ ને ફૂરીયાદો ના કોઈ ત્યાં સૂણતું રે —૯

તળાવ કાંઠે નાતાં ધોતાં નર નારીઓ રે
નિર્લજ બનતાં પાપી પઠાણો મસ્તાન
ફાટયા ફાલ્યા ફલ્યા ફરતા ફાટી આંખથી રે —૧૦

ભારત ભાગ્યશાળીના જે સપુત જાણજો રે
લક્ષાધિપતિ નવસારીના એક શેઠ
પારસી જાતે નામે ગાર્ડા સાહેબ ગાજતા રે—૧૧

આવ્યા હોંશ ધરીને બારડોલીમાં પ્રેમથી રે
સરકાર સાથે કીધી દોસ્તી લાલચમાંય
પાણી મૂલે લીધી જમીનો હરાજથી રે—૧૨
દેશદાઝ લાગી નવસારીના ગામમાં રે
કીધો પ્રજાએ તો દ્રઢ અસહકાર
લાજ્યા નવસારીમાં ગાર્ડા સાહેબ લોભમાં રે—૧૩
હાક વાગી સત્યાગ્રહુની બળીદાનથી રે
કરમસદનો કોહીનુર વલ્લભ
પાકો એવા વીરા મનુ વદે છે દેશમાં રે—૧૪

સંવત ૧૯૮૪ ના આસો સુદ ૨ શનિવાર.

મણીશંકર

